# જરથોસ્તી કોમને નવાં વરસની બીજી ભેટ.

**"ટુંકમાં લખજો કે બધા વાંચે."**

આ લખનારે આ ચોપાનીયાં બાબે આ કોમના ખેરખા જરથોસ્તી આગલ વાત કરી ત્યારે તેઓએ ઉપર મુજબની સુચના કરી અને કહ્યું કે લખાણ બહુ લાંબું કરતા ના. કોમની આજની બેકારી જોતાં લખાણ ટુંકું કરવા જતાં મતલબ પાર પડે એવું નહીં લાગવાથી બને એટલા થોડા શબ્દોમાં લખાણ કરવામાં આવ્યું છે. કોમને મોટો ફાયદો થાય એવો રસ્તો બતાવવામાં આવે તો ગમે એવું લાંબું લખાણ વાંચતાં કોમની દાઝ ધરાવનારને કંટાળો ઉપજવો જોઇએ નહીં.

# જરથોસ્તી કોમને નવાં વરસની.
## બીજી ભેટ.

પંદર સત્તર વરસ ઉપર જરથોસ્તી કોમની હાલતનો સવાલ ચર્ચાતો હતો ત્યારે તેના સંબંધમાં કોમમાં એકમતી હતી નહીં. થોડાકો તે વખતની કોમની હાલતને મનમાનતી ગણતા હતા ત્યારે બીજાઓ ચીંતાતુર સમજતા હતા. તેવી મતફેરી આજે નથી અને આજની હાલતને સહુ કોઇ બહુ ગંભીર સમજે છે અને તે વાજબીજ છે. વીચાર ફક્ત આજની હાલતનો કરવાનો નથી પણ આજના કારભારને આધારે ભવીશ કેવું આવે તે ઉપર ખાસ ધ્યાન પુગાડવું જોઇએ. હુનર ઉધ્યોગ અને નહાના મોટા ધંધા છોડીને કોમનો મોટો ભાગ નોકરી તરફ ખેંચાય છે તે જોતાં થોડા વરસમાં કોમની પૈસા સંબંધી હાલત બહુ નબલી થઇ જવી જોઇએ. કોમની સંખ્યાનો મોટો ભાગ મુંબઇ જેવાં મોંઘવારીવાલાં શેહેરમાં વસ્તો હોવાથી પૈસાની કોતાઇનું પરીણામ કોમની વસ્તીના ઘટાડામાં આવે એ કુદરતી છે. ખરચાળુ રીતભાત અને કમાઇની કોતાઇના સબબથી હાલમાંજ કુંવારાપણુ કોમમાં બહુ વધી ગયું છે એટલે જો પૈસા સંબંધી હાલત આજના કરતાં વધુ નબલી થાય તો વસ્તી

ઉપર કેવી અસર થાય તે કોઇપણ સમજી શકે એવી વાત છે. નહાની વસ્તી અને ગરીબાઇ એ બે સાથે હોય તો શું થાય તે લખવા હાથ ના પાડે છે. દુનીયા વકીલો, ડાકટરો અને કલાર્કોથી નહીં પણ ખેતીકારો, કારખાનાવાલાઓ અને વેપારીઓથી ચાલે છે. જે કોમ વકીલ, ડાકટર અને કલાર્કનાં કામોમાં મોટે ભાગે રોકાય તેમાં વખત જતાં ગરીબાઇ આવવીજ જોઇએ અને આપણા બાબમાં તેમજ થયું છે. આજે મોટી મોટી સખાવતો થાય છે તેથી એવું સમજવું જોઇએ નહીં કે કોમની પૈસા સંબંધી હાલત મનમાનતી છે. આજે જે સખાવતો થાય છે તે મોટે ભાગે વડવાઓના પૈસાથી યા તેઓ મુકી ગયા હોય તેવાં કામોની કમાઇથી થાય છે. વખત જતાં વડવાઓના પૈસા વારસોમાં વહેંચાઇ જાય અને વડવાઓ મુકી ગયા હોય તે કામોને બહારની હરીફાઇથી હાણી પુગે. જેમ એક માણસે જીંદગી નીભાવવા ખોરાક રોજ લેવો જોઇએ તેમ એક કોમે પોતાની આબાદી ટકાવી રાખવા વખતને અનુસરતું કાંઇને કાંઇ કામ રોજ કરતા રહેવું જોઇએ. આવું આપણે જરાએ કરતા નથી અને ગરીબાઇ હદ બહાર વધતી જાય છે અને ગરીબાઇને કારણે થોડે થોડે વખતે નવી નવી ફર્યાદો ઉભી થાય છે તે છતાં કોમના મુખીઓ જાણે કાંઇ હોયજ નહીં તે રીતે કામ લેતા દેખાય છે એ મોટા ખેદની વાત કહેવાય. આજની આપણી હાલત એવી છે કે તેમાં સુધારા કરવાના ઉપાય શોધવા મુખીઓ

દર અદવાડીએ એકઠા મલે તો તે પણ ઓછું કહેવાય. જે કોમમાં ડજનબંધ કુટુંબો ભુખ્યાં સુતાં હોય, સેંકડો લાયક માણુસો કામ વગર રખડતા હોય, બીજા સેંકડો લાયક માણુસો ટુંક પગારની વેઠ કરી અડધી ભુખે ખાતા હોય અને જે કોમની સામાન્ય હાલત દીન ઉગતે બીજી અનેક રીતે વધુ અને વધુ નબલી થતી જતી હોય તે છતાં તે કોમમાં લાખોની સખાવત દર વરસે એવી રીતની થાય કે તેથી કોમની હાલત સુધરવાને બદલે વધુ ખરાબ થવાનો સંભવ હોય તો તે કોમ તદન વગર સમજની યા હદ બહાર બેદરકાર અને અવીચારી કેહવાય. આપણે વગર સમજના તો નથીજ પણ હદ બહાર અવીચારી તો છઇએજ. જો એવું નહીં હતે તો આગલી સખાવતોથી કોમને નુંકસાન થયું છે એવી ફર્યાદ ઉભી થતે નહીં. હવે જ્યારે વડવાઓના પૈસા બહુ ખર્ચાઇ ગયા છે અને કોમની દોલતમાં નવો ઉમેરો મનમાનતો થતો નથી ત્યારે સખાવત કરવા-વાલાઓએ દર એક એક રૂપીઓ ખરચવા પહેલાં બે બે વખત વીચાર કરી ખાતરી કરવી જોઇએ કે ફાયદો થશે કે નહીં. સર કાવસજી જેહાંનગીરે પારસી છોકરાઓ માટે બોર્ડીંગ સ્કુલ સ્થાપવા માટે પંદર લાખ આપવાની ઉદાર માગણી કરી છે અને બીજા પંદર લાખ બીજાઓ તરફથી મેલવી ત્રીસ લાખથી કામ શરૂ કરવા માગે છે તે ત્રીસ લાખનો ઘટતો ઉપયોગ થાય તો થોડાં વરસમાં જરથોસ્તી કોમની દરેક જાતની ફર્યાદ

જમાનાઓ સુધી નાબુદ થઇ જાય અને કોમમાં એક પણ માણસને નાચારી ભોગવવી પડે નહી એવું આ લખનાર માને છે અને તે કારણથી આ લખાણ કોમ સામે મુકવાની જરૂર ધારી છે. કોમની આજની હાલતમાં સુધારો કરવાના ઉપાય શોધતી વખતે એ હાલત શું કારણથી ઉભી થઇ તે જાણવું જોઇએ. આજની હાલતનું એકજ કારણ છે અને તે અણઘટતી અને ખામીવાલી કેળવણી છે. "કેળવણી" એ શબ્દ વાપરવામાં નહીં આવે તો તેને બદલે બીજો કયો શબ્દ વાપરવો તેની આ લખનારને ખબર હતે તો "કેળવણી" એ બોલ વાપરતે નહીં કારણ આજે જે અપાય છે તેમાં કેળવણી જેવું જરાએ છે નહીં. એક છોકરો વગર સમજવે બોલી જાય કે $A^2 - B^2 = A + B$ & $A - B$ તેમાં કેળવણી જેવું શું કહેવાય? એક છોકરો બોલી જાય કે the square on A B is equal to the squares B C & C A અને એ તેને શું કરવા શીખાડવામાં આવે છે જાણે નહીં તો પછી તેમાં કેળવણી જેવું શું કહેવાય? ફલાણા રાજાએ આટલાં વરસ રાજ કીધું અને ફલાણી લડાઇ ફલાણાં વરસમાં થઇ એવું ફકત પોપટની માફક બોલી જનાર કેળવાયલો કેમ કહેવાય? આ લખનારની ઓળખાણના પીસતાલીસ વરસની ઉંમરના એક જરથોસ્તી જેઓ હાલમાં અંગ્રેજી બહુ સારી રીતે બોલી શકે છે તેઓ કહે છે કે હું ફકત ચોથા સ્ટેંડર્ડ સુધી બહાર ગામની એક સ્કુલમાં શીખ્યો છું અને તે સ્કુલમાં વ્યાકરણ

શીખતી વખતે મેં આ બોલ મોઢે કર્યાં હતા અને તેનો મીનીંગ હું આજે પણ સમજતો નથી—"That અને What માં વીભકતીનાં રૂપથી કાંઇપણ ફેરફાર થતો નથી" પીસતાલીસ વરસની ઉમરનો માણસ જે અંગ્રેજી બહુ સારૂં બોલતો હોય તે છતાં બચપણમાં વ્યાક્રણ તરીકે જે શીખ્યો હોય તેનો મીનીંગ સમજે નહીં એવી રીતે અપાયલું શીક્ષણ શું કેળવણી કહેવાય? એજ ગ્રહસ્થ કહે છે કે અમુક શેહેર યા દેશ દુનીયાના કયા ભાગમાં છે તે હું જાણતો નથી તેમ પૃથ્વીનો નકસો જોઇને પણ જલદી કહી શકુ એવું નથી છતાં બચ્ચાં તરીકે મેં ભુગોલ મોઢે કરી હતી તે મને યાદ છે અને તેનો એક નમુનો નીચે મુજબ છે.

"કારાકોરમ કાશમીરની ઉત્તરે—શીવાલીક સીમલાની પાસે—સુલેમાન પંજાબની પશ્ચીમે......"

નવદસ વરસનાં એક બચ્ચાંને આવી રીતે ભુગોલ શીખવવી તે શું કેળવણી કહેવાય?

એજ ગ્રહસ્થે સ્કુલમાં અંગ્રેજી તવારીખ શીખતા વખતે જે જે વાકયો મોઢે કર્યાં હતા તે માહેલો એક વાકય તેઓ આજે નીચે મુજબ બોલી જઇ શકે છે અને કહે છે કે મોઢે કર્યો તે વખતે તેનો મીનીંગ તેઓ જરાએ સમજતા હતા નહીં.—

"At the time when the Portuguese were doubling the Cape of Good Hope & were establishing their superamacy in the eastern seas, England held an inferior

position as a maritime power" દસ વરસના છોકરા પાસે આવી રીતે તવારીખ ભરડાવવી એ શું કેળવણી કહેવાય ?

મેટ્રીકની પરીક્ષા પાસ કરનારાઓમાં સોમાં નેવું ઉપર મુજબની કેળવણીવાલા હોય છે. એ પછી કોલેજમાં જઇ બી. એ. થનારાઓનો હાલ પણ લગભગ એવોજ હોય છે. બહારનાઓ હાલના બી. એ. અને એમ. એ. થનારાઓને ગમે એવા સમજે પણ તેઓએ જે જ્ઞાન મેળવેલું હોય છે તે એવું હોય છે કે તેઓનો મોટો ભાગ ફક્ત કલાર્ક થવાનેજ થોડે ઘણે દરજ્જે લાયક હોય. હજારોના ખરચ પછી અને ઘણાંક વરસની બરબાદી પછી આવું પરીણામ આવવાની વાત વરસોની જાણીતી હોય તે છતાં તેવીજ કેળવણી ચાલુ રહે એ કોમના મુખીઓ માટે શોભા ભરેલું નહીંજ કહેવાય. એવી કેળવણી લેનારાઓને કાંતે મોટી ઉમરના થાય ત્યાં સુધી ધંધા ધાપાની વાત જરાએ પડેલી હોય નહીં તેમ વલી નાટક સીનેમા અને કલબની મોજમાં ઘણાં વરસ કાઢેલાં હોય એટલે તેઓ ધંધાના નફા ટોટાનો જોખમ ખેડવાની હીમત નહીં કરતાં ગમે એવા ટુંક પગારની નોકરી પસંદ કરે એ કુદરતી છે. આપણી આજની સઘલી ફર્યાદનું મુલ ધંધાની ગેર હાજરી છે. ધંધો ધાપો અને હુનર ઉદયોગ કોમમાં પાછો લાવવો હોય તો આજની કહેવાતી કેળવણીમાં ઘટતો ફેરફાર કરવો જોઇએ. એવો ફેરફાર કરવાનું કામ મુશ્કેલ જરાએ નથી. પુરતી લાયકાતવાલાં માણસો એ કામ માથે ઉઠાવે અને રસ્તે પડે તેટલો

વખત જોઇતી કાલજી રાખી મેહેનત કરે તો કામ સેહેલાઇથી પાર ઉતરે એવું છે. આજ સુધી આપણે ફકત વાતોજ કરતા આવ્યા છીએ અને વગર વીચારે પૈસા કાઢી આપતા આવ્યા છીએ પણ એકઠા મળી કોઇ જાતનું મોટું કામ ઉપાડયું હોય અને તે પાર ઉતરે ત્યાં સુધી દાંત પીસીને મેહેનત કીધી હોય એવું કદી પણ થયું નથી. હવે કામ કરી બતાવવાનો વખત આવી લાગ્યો છે. જે કામ ઉપાડવાનો આગ્રહ કરવાની આ લખાણની મતલબ છે તે એવું છે કે રીતસર કરવામાં આવે તો કોમની હરેક ફર્યાદ ટુંક વખતમાં નાબુદ થઇ જાય એટલુંજ નહીં પણ જમાનાઓ સુધી કોઇપણ જાતની ચીંતા રાખવાનું કારણ ઉભું થાય નહીં. એ કામ તે આજના જમાનાને અનુસરતી એક મોટી સ્કુલ ઉભી કરવાનું છે. આજના જમાનાને અનુસરતી સ્કુલનો મીનીંગ એવો થાય છે કે એ સ્કુલમાં દાખલ થયલો છ વરસનો છોકરો અઢાર યા ઓગણીસ વરસની ઉમરે બહાર નીકલે ત્યારે તેને એવું પુછવું પડે કે તુંને શું નથી આવડતું ! એવો સવાલ તેને પુછવામાં આવે તો લાંબો વખત વીચાર કરતાં પણ શું કહેવું તેની તેને સમજ પડે નહીં કારણ તેને જાણવા જેવું સઘલુંજ થોડું થોડું આવડતું હોય. આજના ગ્રેડયુએટને પુછવામાં આવે કે શું આવડે છે તો કહેશે કે હું બી. એ. યા એમ. એ. છું. પાછું પુછવામાં આવે કે હા એ તો ખરૂં પણ તમને આવડે છે શું તો માથું ખજવાલી વીચારમાં પડશે કે શું જવાબ દેવો—અંગ્રેજી વાંચી જાણું છું તે કહું યા ઓલજીબ્રા મોઢે કરી છે તે

કહું યા થોડુંક ભાગ્યું તુટું ફારસી યા ફ્રેન્ચ આવડે છે તે કહું. આ લખનાર કહેવા માગે છે તેવી સ્કુલમાં શીખેલા છોકરાને શું નથી આવડતું તે પુછવામાં આવે તો વીચારમાં પડે કે શું કહેવું જયારે આજના ગ્રેડયુએટને શું આવડે છે એવું પુછવામાં આવે તો વીચારમાં પડે કે શું કહેવું. યુરોપીયન, ખાસ કરીને જરમન, સ્કુલોમાંથી નીકલેલા છોકરાઓનું જ્ઞાન કેટલું હોય છે તે નીચલું વાંચતાં સમજ પડશે. પુનાની ફરગસન કોલેજના જીયોલોજીના પ્રોફેસર નામે મી. હુડલીકર જેઓ એમ. એ. ની પરીક્ષામાં જનારાઓને જીયોલોજી શીખાડતા હતા તેઓ એ બાબદનો વધુ અભ્યાસ કરવા થોડાં વરસ ઉપર જરમની ગયા અને ત્યાંની એક કોલેજના સઉમાં નીચલા વર્ગમાં દાખલ થઇ સ્કુલમાંથી તરતના આવેલા છોકરાઓ સાથે જીયૉલોજીનું સઉમાં પહેલું ભાશણ સાંભલવા બેઠા તો માલમ પડયું કે પ્રોફેસરનું બોલવું જે જરમન છોકરાઓ બરાબર સમજતા હતા તે મી. હુડલીકર જરાએ સમજી શકયા નહીં. હીંદુસ્તાનની કોલેજમાં એમ. એ. ની પરીક્ષામાં જનાર છોકરાઓને શીખાડનાર પ્રોફેસરનું જ્ઞાન જરમનીની સ્કુલના છોકરાઓના જ્ઞાન કરતાં ઓછું ! આ વાત મી. હુલડલીકરે પોતે આ લખનારને કહી છે અને પ્રજાને જણાવવાની છુટ પણ આપી છે. એ વાત આ લખનારે મુંબઇની હાઇ કોર્ટના માજી જડજ મી૰ દીનશાહ મુલ્લાં આગલ થોડા વખત ઉપર કરી ત્યારે તેઓએ એવું કહ્યું કે હાલમાં કલકત્તામાં એક ખાનગી સ્કુલ એવી છે કે જેના ૧૩, ૧૪ વરસના છોકરાઓનું જ્ઞાન અહીંના એમ. એ. કરતાં બહુ વધારે હોય છે. એવી એક સ્કુલ ઉભી કરવામાં આવે

અને તેની સાથે સાથે ધંધાની અને હુનર ઉદયોગની કેળવણી આપવાની ગોઠવણ હોય તો "આપણા છોકરાઓનું શું કરવું" એ સવાલ જેની થોડે થોડે વખતે ચારવણી થાય છે, તેનો બહુ અચુક અને બહુ મનમાનતો નીવેડો જુજ વખતમાં આવી જાય. આવી સ્કુલમાં કેળવણી લઇ બહાર પડનારાઓની ઉમર આ લખાણમાં અઢાર યા ઓગણીસ વરસની કહી છે તે ઘણાઓને બહુ મોટી લાગશે કારણ આજની સ્કુલોમાંથી ચંચલ છોકરાઓ પોપટીયા કેળવણી લઇ પંદર વરસની ઉમરે પણ ઘણા મેટ્રીક થાય છે. આ લખનારની સુચના મુજબની સ્કુલમાં છોકરાઓને અઢાર ઓગણીસ નહીં પણ વીસ એકવીસ વરસની ઉમર સુધી રાખવાની ગોઠવણ હોય તો તે ઉમર પણ ઘણી કહેવાય નહીં કારણ ઉપર કહ્યું છે તે મુજબ એ મોટી ઉમરે બહાર પડનાર છોકરાઓ એટલું જાણતા હોય કે તેઓને શું આવડે છે તે નહીં પુછતાં શું નથી આવડતું એવું પુછયું હોય તો જવાબ ટુંકમાં મળે અને તે એ હોય કે "લગભગ દરેક વીદયાનું થોડું યા ઘણું જ્ઞાન હું ધરાઉં છું તેમ દુનીયામાં આગલ વધવા માટે એ જ્ઞાનનો સારો ઉપયોગ કોઇની પણ મદદ વીના કરી શકું એવું છે." એકવીસ વરસની ઉમરે એક છોકરો આવો જવાબ જો આપી શકે અને તે ખરો હોય તો તે ઉમર વધુ કહેવાય નહીં તેમ તેવા છોકરા ઉભા કરી શકાય એવું હોય તો તેને લાયકની સ્કુલ કાઢવા માટે પંદર લાખથી બહુ વધારે પૈસા ખર્ચાય તો તે પણ ઘણા કહેવાય નહીં. એવી સ્કુલ ઉભી કરવા માટે પંદર લાખથી કાંઇક વધુ જોઇએ એવું આ લખનાર ધારે છે પણ તે વધારાના પૈસા માટે

નવું ઉઘરાણું કરવાની જરૂર છે નહીં. એ વધારાના પૈસાથી બહુ મોટી રકમ હાલમાં મોજુદ છે અને કોમની સખાવતના પૈસાનો આજસુધી મોટે ભાગે ફાયદા ભરેલો ઉપયોગ થતો નથી તેમ તે રકમનો પણ નથી થતો. એ બાબે આ લખાણમાં આગલ ચાલતાં વધુ કહેવામાં આવશે. વીસ એકવીસ વરસના છોકરાઓ કોઇની પણ સલાહ વગર પોતાનીજ સમજથી કામે ધંધે લાગી જઇ સારી કમાઇ કરી શકે એવી તાલીમ આપી શકે તે સ્કુલ કેવી હોય અને તેના શીક્ષકો કેવા હોવા જોઇએ તે હવે જોઇએ.

આજની સ્કુલો તેના માલેકો પોતાની કમાઇને માટે ચલાવતા હોવાથી મોટા પગારના બહુ સારા માસ્તરો રાખવાની કાળજી રાખવામાં આવે નહી એ કુદરતી છે. નાહનાં બચ્ચાંઓને પહેલી બીજી ચોપડી શીખાડવાની એટલે પચીસ ત્રીસ રૂપીયાના પગારના માસ્તરો રાખવાનું ખોટું સમજવામાં આવતું નથી. બચ્ચાંઓ માટે ખાસ કરી મોટી ઉમરના ડાહ્યા અને માયાળુ માસ્તરો જોઇએ જેથી તેઓની રીતભાતની નકલ કરતાં બચ્ચાંઓ શીખે અને સલુકાઇવાલાં થાય. કેળવણીનો મીનીંગ ચોપડી વાંચતાં સરવાલા બાદબાકી કરતાં અને "કારાકોરમ કાશમીરની ઉતરે" એવું બબડી જતાં શીખાડવાનો હાલમાં કરવામાં આવે છે એટલે પચીસ ત્રીસના પગારના નહાની ઉમરના માસ્તરોના હાથમાં બચ્ચાંઓને મુકવાનું ખોટું સમજવામાં આવતું નથી. એવા માસ્તરો ઘણીવાર ખરાબ સ્વભાવના હોઇ જરા જરામાં નહાના છોકરાઓ

સાથે ચીરડાઇ જઇ નહીં છાજે એવી રીત વર્તે તેથી છોકરાઓ ઉપર કેટલી ખરાબ અસર થાય તેનો વીચાર કરવામાં આવતો નથી. ઉત્તમમાં ઉત્તમ કામ ઉછરતી ઓલાદને શીક્ષણ આપવાનું છે. સ્કુલમાં જનારા છોકરાઓનું ભવીશ સારૂં યા નઠારૂં નીકળે તેનો આધાર શીક્ષકો ઉપર ઘણો રહે છે અને પૈસા કમાવાની મતલબથી ચલાવવામાં આવતી આપણી આજની સ્કુલોમાં શીક્ષકોની પસંદગી ઉપર જોઇતું ધ્યાન આપવામાં આવતું નથી. તેનાં પરીણામમાં આપણા છોકરાઓમાં સારી રીતભાત અને સલુકાઇ બહુ કમી જોવામાં આવે છે. એક છોકરો સ્કુલમાં દસ બાર વરસ રહે તેટલો વખત તે વીસ પચીસ સારા માસ્તરોના સમાગમમાં આવે તેની અસર તે છોકરાની આખી જીંદગી ઉપર કેવી સારી થાય તે કહેવાની જરૂર હોય નહીં. સ્કુલમાં જનારા છોકરાઓ કેટલું શીખે છે તે વાતને જેટલી અગતની ગણવામાં આવે તેના કરતાં દસગણી અગત તેઓની ચાલચલણ કેટલી સુધરે છે તેને આપવી જોઇએ. પોતાની રીતભાતથી છોકરાઓની ચાલચલણ ઉપર સારી અસર કરે એવા માસ્તરો મેળવતી વખતે તેઓના પગારનો વીચાર જરાએ નહીં કરતાં સારામાં સારા મેળવવા માટે ગમે એટલા મોટા પગાર આપવા જોઇએ.

હવે સ્કુલમાં શીક્ષણ કેવું આપવું જોઇએ તેનો વીચાર કરીએ. એ વીચાર કરતાં શીક્ષણ આપવાનો હેતુ શું છે તે જોવું જોઇએ. શીક્ષણનો હેતુ એ હોવો જોઇએ કે, સ્કુલ છોડવા પછી છોકરાઓ મોટે ભાગે પોતે પોતાનાં

મગજની વલણ મુજબ કામે ધંધે લાગી જઈ સારી કમાઇ કરતા થાય. સ્કુલ અને કોલેજોમાં આજે અપાતી કેળવણીની મોટી ખામી એ છે કે બધાજ છોકરાઓ જાણે એકજસરખી સમજશકતી અને એકજ જાતની વલણના હોય તેમ તેઓને એકજ જાતનું શીક્ષણ આપવામાં આવે છે. આજે યુરોપનાં ઘણા દેશમાં દરેક છોકરાની વલણ અને શકતી જોઈ તેઓએ કેવું કામ ઉપાડવું તેની સુચના કરવામાં આવે છે અને તે કામ સ્કુલ છોડવા પછી સહેલાઇથી શીખી શકે તે મુજબની કેળવણી આપવાની ગોઠવણ હોય છે અને એવું કહેવામાં આવે છે કે સુચવેલું કામ ઉપાડી લેનારાઓ સોમાં નવાણું ટકા તે કામ ફતેમંદીથી કરી સારી કમાઇ કરતા થાય છે. છોકરાઓએ સ્કુલ છોડવા પછી કેવાં કામમાં પડવું તે બતાવી શકે એવા માણુસ હીંદુસ્તાનમાં નહીં મલે તો બહારથી બોલાવવા જોઇએ. ખરેખરી સારી સ્કુલ પારકી મદદ વીના આપણે ચલાવી શકયે એવું આ લખનારનું માનવું નથી. થોડી યા ઘણી પારકી મદદ થોડાંક વરસ માટે આપણે જરૂર લેવી જોઇએ.

ટુંક વખતમાં કોમની દરેક ફર્યાદ દુર થઇ જાય અને આબાદીનો મજબુત પાયો નખાય એ એક સારી બોર્ડીંગ સ્કુલ માર્ફતે થઇ શકે એવું ઉપર કહ્યું છે તે સ્કુલમાં કેળવણી કેવી આપવી તે હવે જોઇએ. કોમની આબાદી માટે આજે છે તેટલા વકીલ, ડાકટર યા ઇજનેરોની જરૂર હોય નહીં એટલે જેઓ એ કામોમાં જવા માગતા હોય તેઓ માટે એ સ્કુલ નથી કારણ એ સ્કુલનો હેતુ

યુનીવર્સીટીની પરીક્ષાઓમાં છોકરાઓને મોકલાવવાનો નથી. આવું વાંચતાં ઘણાકો ભડકી ઉઠશે અને કહેશે કે પરીક્ષાઓ પાસ કરી ડીગરી મેલવવાની વાત નહીં હોય તો કેળવણી કામની શું. એવું બોલનારાઓએ ધ્યાનમાં લેવાનું તે એ છે કે આ લખનાર માને છે કે એ સ્કુલ માર્ફતે કોમની આબાદીનો મજબુત પાયો નાખી શકાય એ નીશ્ચય છે અને તેમ હોય તો પછી વકીલો અને ઇજનેરોની ઝાઝી જરૂર પડે નહીં. આજે સાધારન ગ્રેડ્યુએટો અને વકીલો શું કમાય છે તે આપણે જાણીએ છીએ. આટલું છતાં જેઓ એવુંજ કામ કરવા માગતા હોય તેઓએ આજે છે તે સ્કુલો અને કોલેજોમાં જવું. નવી સ્કુલની મતલબ જેઓ વેપાર ધંધામાં યા ઉદ્યોગ હુનરમાં જવા માગતા હોય તેઓ માટેજ સમજવાની છે. આજની સ્કુલોમાં એવી ઘણી બાબદોનું લેભાગુ જ્ઞાન આપવામાં આવે છે જે પાછલથી જરાએ કામ આવતું નથી. ગ્રેડ્યુએટ થઇ કલાર્ક થાય તેને યા વકીલ અને ડાકટર થાય તેને ઓલજીબ્રા, જયોમેટ્રી, હીસટરી, જ્યોગ્રાફી અને સેકન્ડ લેંગવેજની જરૂર શું ? આ લખનારની મતલબ એવી નથી કે એ બાબદો સીખાડવીજ નહીં પણ આજની રીતે સીખવી વખત બરબાદ નહીં કરવો એવું કહેવાની છે.

આ ચોપાંનીયાંના પાછલા ભાગમાં કહેલું છે તે મુજબ એક છોકરો સ્કુલમાં કાંઇ નહીં તો બાર વરસ રહે તો તેટલા વખતમાં આખી દુનીયાનાં દરેક દેશની હીસટરી જમતી વખતે વાતો થાય તેમાંજ

શીખવી શકાય. સ્કુલમાં ઠેકાણે ઠેકાણે દુનીયાના નકસા દેવાલો ઉપર ટાંગેલા હોય તે ફરતાં હરતાં જોવાની સમજ એક વખતે આપી હોય તો ટુંક વખતમાં દુનીયાંનાં ખુણે ખુણાંની ખબર મેલવી શકાય. આ સ્કુલના છોકરાઓ મોટા થવા પછી વેપાર ધંધો કરે યા કારખાના-વાલા થાય એવી કેળવણી આપવાની મતલબ હોવાથી તેઓને આલજીબ્રા યા જ્યોમેટ્રી જાણવાની જરૂર ઝાઝી હોય નહીં. સેકન્ડ લેંગવેજની જરૂર તો જરાએ નહીં હોય. કોઇ પારકી ભાશાનાં જ્ઞાન વીના યા આલજીબ્રા અને જ્યામેટ્રીનાં જ્ઞાન વીના દુનીયામાં પોતાનો રસ્તો શોધી લેવામાં નડતલ થાય એવું તો કોઈ કહેશે નહીં તેમ વલી આજે એ બાબદો જે તદન લેભાગુ રીતે શીખાડવામાં આવે છે તે જોતાં તેઓને પડતી મેલવીજ જોઇએ. હવે ત્યારે કલાસમાં માસ્ટરોએ જે શીખાડવાનું રહ્યું તે ગુજરાતી અને અંગ્રેજી ભાશાનું સારૂં જ્ઞાન અને ફીઝીકસ, કેમીસ્ટ્રી, મીકેનીકસ અને હીસાબનું સાધારન જ્ઞાન. ઉપર કહ્યું છે કે એ સ્કુલમાંથી બાહાર પડનારાઓનું જ્ઞાન એટલું બધું હોય કે તેઓને શું આવડે છે તે નહીં પુછતાં શું નથી આવડતું તે પુછયું હોય તો તેઓ વીચારમાં પડે કે શું જવાબ દેવો તે જોતાં કોઇ કુદરતી રીતે એવું પુછી શકે કે ફકત આ પાંચ બાબદજ શીખાડવામાં આવે તો શું નથી આવડતું એવું કેમ પુછી શકાય તો તેનો જવાબ એ છે કે નેચરલ હીસટરી, જીયોલોજી, બોટની, ફીઝયોલોજી, એનાટમી વીગેરે વીગેરે સેંકડો બાબદોનું ઉપયોગી જ્ઞાન દરેક જણ મેલવી શકે એવી સરલ ભાશામાં લખાયલી ચોપડીઓ આજે જોઇએ એટલી મલી શકે છે તેવી ચોપ-

ડીઓ અંગ્રેજી સારૂં જાણવા પછી ૧૫ વરસની ઉપરના છોકરાઓ પાસે વંચાવવાની ગોઠવણ સ્કુલમાં રાખવી જોઇએ. બોર્ડીંગ સ્કુલના કારભારનો સારો અનુભવ હોય એવી હુશયાર અંગ્રેજ બાઇઓ અને મરદો મારફતે અંગ્રેજી શીખાડવાની ગોઠવણ રાખવી જોઇએ તેમ ગુજરાતી શીખાડવા માટે હીંદુ માસ્ટરોની મદદ લેવી જોઇએ. કોઇ કહેશે કે જયારે ગુજરાતી શીખાડવાની ભલામણ કરવામાં આવે છે ત્યારે સેકન્ડ લેંગ્વેજ તરીકે ફારસી શીખાડવાનું કાંય પડતું મુકવું જોઇએ. જવાબ એ છે કે આપણી આજુબાજુ વપરાતી કોઇપણ એક ભાશા ઉપર સારો કાબુ મેલવવાના બહુ ફાયદા છે. એવો કાબુ અંગ્રેજી યા ગુજરાતી ઉપર હોય તો અનેક રીતે કામ આવે. ફારસી ઉપર કાબુ મેલવવાનું કામ બહુ બીકટ છે તેમ મેળવ્યા પછી હાલમાં તેનો કશો ઉપયોગ કરી શકાય એવું નથી. યુનીવર્સીટીની પરીક્ષાઓમાં ફારસી દાખલ થયું તેને ઘણાં વરસ થઇ ગયાં છે છતાં સારૂં ફારસી જાણનાર આપણામાં નહીં જેવા છે. પારસીઓમાં ફારસી કવીઓ વાંચી શકે અને ખાસ કરી શાહનામું વાંચી શકે એવા મરદ યા ઓરત ઘેરે ઘેરે હોય એ બહુ ઇચ્છવા જોગ છે પણ હાલ તરત એ વાત બાજુએ રાખવામાં હરકત નથી. અંગ્રેજી ખાસ કરી બહુ સારૂં શીખાડવું જોઇએ કારણ કે કોઇ પણ જાતનું જ્ઞાન મેળવવું હોય તો ચોપડીઓથી મેલવી શકાય. પારસી યા બીજા હીંદીવાન છોકરાઓ ઉપર ફ્રેન્ચ યા લેટીન શીખવાનો બોજો નાખવો એ ભુલ ભરેલું છે. અંગ્રેજો, ફ્રેન્ચ શીખે અને ફ્રેન્ચમેનો અંગ્રેજી શીખે એ

તેઓ માટે વાજબી કહેવાય તોપણ આપણે માટે પણ વાજબી કહેવાય એવું ધારવું મુર્ખાઇજ કહેવાય. હીસાબનું જ્ઞાન કામ ધંધા માટે જોઇએ એટલુંજ આપવાનું. ફીઝીકસ અને કેમીસ્ત્રીનું જ્ઞાન બહુજ સારૂં આપવું જોઇએ કારણ તેની મદદથી પરદેશથી આવતી અનેક ચીજો બનાવવાનાં સેંકડો છોકરાઓ નહાનાં નહાનાં કારખાનાં કાઢી શકે. ઉપર કહેલી બાબદો શીખાડવા છોકરાઓએ સ્કુલમાં રોજના ફકત ત્રણ કલાક ભરવાના. આ લખાણના આગલા ભાગમાં કહ્યું છે કે એ સ્કુલ મારફતે કામની લાંબા વખત સુધીની આબાદીનો પાયો નાખી શકાય એટલે વાંચનાર કુદરતી રીતે પુછી શકે કે બોર્ડીંગ સ્કુલમાં છોકરાઓને ચાર પાંચ બાબદનું જ્ઞાન આપવાથી આટલું મોટું પરીણામ કેમ આવી શકે. જવાબ એ છે કે એટલેથીજ અટકવાનું નથી પણ સ્કુલ છોડવા પછી છોકરાઓ સારી કમાઇ કરતા થાય તેવી લાયકાત તેઓને આપવા બીજું ઘણું કરવાનું છે. સારી કમાઇનાં કામોમાં આ લખનાર રોજના ઉપયોગની ચીજો બનાવવાનાં કામને અને ફ્રુટ અને તરકારીની ખેતીનાં કામને મુખ્ય ગણે છે. એ જાતની ખેતીનું કામ શીખાડવા માટે બોર્ડીંગ સ્કુલ બહુ મોટા વીસ્તારની જમીનમાં ઉભી કરવી જોઇએ અને અનાજ અને કરીયાણા સીવાય સ્કુલમા વપરાતી ખોરાકીની બને એટલી ચીજ ત્યાં ઉગાડવી જોઇએ. દરેક છોકરાને દર અઠવાડીયે થોડા કલાક સ્કુલનાં ખેતરોમાં લઈ જઇ હાથે કામ કરાવવું જોઇએ, અને તેજ વખતે મોટા અનુભવવાળા કુશલ માસ્ટરે કામની સમજ મોઢેથી આપવી જોઇએ. ગમે એટલી નહાની ઉમરના

છોકરાઓને પણ એ રીતે ખેતરોમાં મોકલવા જોઇએ. નહાનાં છોકરા હાથે કામ કરે નહીં પણ કામ થાય તે જોય તેમ માસ્તર બોલે તે સાંભલે તેથી પણ ઘણું શીખી શકાય. મોટી ઉમર થવા પછી કોઇ પણ કામ શીખતાં વખત ઘણો લાગે તેમ તે કામ જોઇએ એવી સારી રીતે શીખાય નહીં. દસ બાર વરસની ઉમરનો ખેડુતનો છોકરો ખેતીને લગતી ઘણી વાતો જાણતો હોય અને તેવીજ રીતે દરેક ધંધામાં હોય. સ્કુલને માટે જોઇતું દુધ અને ઇંડા પણ સ્કુલની સાથનાં ખેતરોમાં ઉત્પન થાય અને તે કામ પણ ફકત એક જાણકાર માણસની દેખરેખ હેઠળ છોકરાઓજ કરે. પાઉં, બીસ્કીટ, કેક, જેલી વીગેરે પણ ત્યાંજ બનાવવાં. નહાના નહાના હુનર શીખાડવા માટે નહાનાં કારખાનાં કાઢવાં જોઇએ. એવાં કારખાનાંઓ માહેલાં થોડાંક જેવાં કે કપડાં અને બુટ બનાવવાનાં કારખાનાં તો છોકરાઓ માટે જોઇતી એ ચીજો બનાવવામાંજ આખું વરસ રોકાય. સુથારનું કામ શીખાડવાનાં કારખાનામાં જે ચીજો બને તે શેહેરમાં વેચવા માટે મુકી શકાય અને સેહેલાઇથી વેચી પણ શકાય કારણ છોકરાઓએ કરેલાં કામની મજુરી બહુ થોડી ગણી શકાય યા જરૂર પડવે છોડી પણ દઇ શકાય. પીતલ, લોખંડ, માટી વીગેરેની ચીજો બનાવવાનાં અને એવાં એવાં બીજાં ડજનબંધ કામ શીખાડતી વખતે જે માલ બને તે પણ શેહેરમાં સેહેલાઇથી વેચી શકાય કારણ સઘલું સસ્તે ભાવે વેચવાનું

ફાવે અને કોઇક વખતે તેમ નહીં કરી શકાય તોપણ ખરચ ફોકટ ગયલો કહેવાય નહીં કારણ મુખ્ય મતલબ તો કારીગીરી શીખાડવાની છે. એ સઘલાં કારખાનાંઓમાં કામ શીખતી વખતે છોકરાઓને તે કામોને લગતી ચોપડીઓ વાંચવાનું પણ બતાવવું જોઇએ. જે ચીજો વેચવા માટે નહીં બનાવી શકાય જેમકે ઇનજીન, એરોપ્લેન વીગેરે તેના નહાના નહાના સંપુર્ણ નમુનાનું એક મ્યુઝીયમ ઉભું કરવું જોઇએ અને એ મ્યુઝીયમમાં એવા નમુના ઉપરાંત બને એટલી કુદરતી પેદાએશની ચાજો પણ જોઇએ. કેમીસ્ટ્રી શીખાડવા માટે એક સારી લેબોરેટરી ઉભી કરવી જોઇએ અને તેમાં લખવાની સાહી, સાબુ વીગેરે રોજના ઉપેયોગની સેંકડો ચીજો માહેલી બને એટલી છોકરાઓને શીખાડવા માટે બનાવવી જોઇએ. બીસકીટ, જેલી, અચર વીગેરે છોકરાઓના ઉપેયોગ માટે બનાવવામાં આવે તે ચીજો વેચવા માટે કેવી રીતે બનાવવી અને પેક કેવી રીતે કરવાની તે લેબોરેટરીમાં શીખાડવાનું. સ્કુલનાં ઉપેયોગ માટે જોઇતું તેલ અને મસાલો બનાવવાની નહાની મીલો કામ શીખાડવા માટે ઉભી કરવી. મસાલો તૈયાર કરવાની મીલ વીશે વાંચતાં આપણા લોકની રીત મુજબ ઘણાકોને હસવું આવશે. એવાઓને કહેવાની જરૂર છે કે વેલાતથી દળેલી રાઇ આવે છે તે બનાવનાર કામ શરૂ કર્યું તે વખતે બહુ ગરીબ હતો અને મરતી વખતે કરોડપતી હતો અને બધા પૈસા રાઇમાંજ મેલવ્યા હતા. રાઇ જેવી નજીવી ચીજમાં

લાખો અને કરોડો મેળવનાર યુરોપીયનોની સંખ્યા સેંકડોની છે. આપણે એ રસ્તે હજુ પડયા નથી એટલે રોજના ઉપયોગની ચીજો બનાવવાનાં કારખાનાં કાઢવાના ફાયદા સમજતા નથી અને આંખ વીંચીને પરદેશી માલ ખરીદી આપણા છોકરાઓને કલાર્ક બનાવીએ છીએ. હીંદુસ્તાનમાં એવી હજારો ચીજો આવે છે જે અહીં સેહેલાઇથી બનાવી મોટી કમાઇ કરી શકાય. આપણામાં ખરી કેળવણી હતે તો ખરાં કામો પડતાં મુકી છોકરાઓને હારેદોર કલાર્ક બનાવવાની કેળવણી આપતે નહીં. આજે છોકરાઓ બીચારા સ્કુલમાંથી નીકલી ખુશી થતા થતા કોલેજોમાં જાય છે અને પાસ થવા પછી સારી જીંદગી કાઢવાના સ્વપ્ના જોય છે પણ તેઓ જાણતા નથી કે વડીલોએ પાસ થવા પછી ઓફીસે ઓફીસ રખડે એવો પાકો બંદોબસ્ત રાખેલો છે.

ખાવા પીવાની ચીજો અને રોજના ઉપયોગની બીજી સેંકડો ચીજો બનાવવાનાં ડજનબંધ કારખાનાંઓવાલી સ્કુલમાં દસ બાર વરસ કાઢી અનેક કામ પોતાને હાથે કરીને બહાર પડેલા છોકરાઓનું ભવીશ એકજ હોય અને તે આબાદી ભરેલુંજ હોય. આજના કોઇ પણ એમ. એ. ને પુછો કે આગગાડીનું ઇનજીન કેમ ચાલે છે યાને વીજલીનો પંખો કેમ ફરે છે તો સોમાં નવાણુ જણા જવાબ આપી શકશે નહીં અને કહેશે કે તે તો ઇજનેરનું કામ. ઉપર કહ્યા મુજબની સ્કુલ ઘટતી રીતે ચલાવી હોય તો તેમાંથી નીકલેલા વીસ વરસની ઉમરના છોકરાને એવા એવા

સેંકડો સવાલો પુછવામાં આવે અને તે ઉપરાંત ફલાણું કેમ બનાવી શકાય ચીનું કેમ બનાવી શકાય એવા બીજા સેંકડો સવાલો પુછવામાં આવે તો એકેએકના ખરા જવાબ આપી શકે.

કામધંધાની લાયકાત આપવા માટે ઉપર મુજબની કેળવણી પુરતી છે પણ તેટલેથીજ અટકવાનું નથી. ખરી કેળવણી તે નીતી અને તનદરોસ્તી જાળવવાને લગતી છે. બોર્ડીંગ સ્કુલ સારી રીતે ચલાવવામાં આવે તો છોકરાઓને નીતીમાન બનાવી કોમને બહુ મોટો ફાયદો કરી શકાય. ડજન બે ડજન મોટી ઉમરના, ડાહ્યા, હુશયાર અને નીતીમાન સ્ત્રી અને મરદ માસ્ટરોના રાત દહાડાના સમાગમમાં છોકરાઓ દસબાર વરસ સુધી આવે તેની સારી અસર જીંદગીના છેડા સુધી રહી શકે. યુરોપમાં કેટલેક ઠેકાણે બોર્ડીંગ સ્કુલની સામે વીરૂધતા બતાવવામાં આવે છે તે આ લખનાર જાણે છે. વીરૂધતાનું મુખ્ય કારણ માય બાપ અને સગાંઓથી દુર રહેવાનું કહેવામાં આવે છે. યુરોપમાં બોર્ડીંગ સ્કુલનો તબક્કો પુરો થયો હોય તેથી આપણા બાબમાં તેવું સમજવું જોઇએ નહીં. આજ સુધી યુરોપમાં બોર્ડીંગ સ્કુલો આવકારદાયક લેખાતી હતી. હવે ત્યાંનાં માબાપ છોકરાંઓની સારી રીતે સંભાલ લેવાને લાયક થયાં હોય અને તેથી એવી સ્કુલો સામે થોડી ઘણી વીરૂધતા ઉભી થઇ હોય તેથી આપણે માટે પણ એવી સ્કુલો સારી નહીં કહેવાય એવું કાંઇ નથી. આપણામાં જત એક કુટુંબ બચ્ચાંઓને સારી રીતે ઉછેરી શકે એવું

હોય તો તેની સામે કાંઇ નહીં તો બે એવાં હશે કે બચ્ચાંઓને તેઓના કબજામાંથી લઇ લીધેલું સારૂં કહેવાય. આપણા ઘણા છોકરાઓ સાધારણ વાતચીતમાં નહીં છાજે એવા બોલ બોલે છે તેવું એક સારી બોર્ડીંગ સ્કુલમાં દશ વરસ કાઢયાં હોય એવા છોકરાઓ કદી કરે નહીં. વલી ઉપર કહ્યા મુજબની સ્કુલમાંથી બહાર આવેલા છોકરાઓ તરત કામધંધે લાગી જઇ સારી કમાઇ કરતા થાય એ બહુ મોટી વાત કહેવાય. દશ વરસ સુધી રોજના ત્રણ કલાક અનેક બાબદોનું સાયંટીફીક જ્ઞાન સ્કુલોમાં મેળવ્યું હોય તેમ વળી રોજના ઉપયોગની સેંકડો ચીજો સ્કુલને લગતાં સંખ્યાબંધ નહાનાં કારખાનાઓમાં બનતી જોઈ હોય અને તે માહેલી ઘણીએક ચીજો પોતાને હાથે બનાવી હોય અને તે ઉપરાંત દશ વરસ સુધી ફ્રુટ, તરકારી વીગેરેની ખેતીનું કામ નજરે જોયું હોય અને હાથે કર્યું હોય એવા છોકરાઓને દુનીયામાં પોતાનો રસ્તો શોધી કાઢતાં જરાએ મુશકેલી નડે નહીં. એવી કેળવણી બોર્ડીંગ સ્કુલોમાંજ આપી શકાય. નીતીની અને કામને ઉપયોગી થવાની કેળવણી પણ એવી સ્કુલમાંજ આપી શકાય. ગાયનવીદયા, ચીત્રકલા, ચેસ જેવી મગજ સુધારનાર રમતો, ઘોડેસ્વારી, તરવાનો હુનર અને ક્રીકેટ જેવી શરીર બળ વધારનારી રમતો દરેક છોકરાને ફરજયાત શીખાડવાનું પણ બોર્ડીંગ સ્કુલમાં બની શકે.

ઉપર મુજબની સ્કુલ ઉભી કરવાનું કામ સેહેલું તો કહેવાય નહીં પણ વાજબી માણસોના હાથમાં હોય

અને ઉમંગથી કરવામાં આવે તો બહુ સારી રીતે પાર ઉતારી શકાય. સર કાવસજી જહાંગીરની પંદર લાખની રકમમાંથી દશ લાખ ખરચતાં બસો છોકરા રાખી શકાય એવી સ્કુલ ઉભી થઇ શકે. એ રકમ સ્કુલનાં અને કારખાનાઓનાં મકાનો, છોકરાઓ તેમજ માસ્તરોનાં મકાનો, ખેતીની જમીન અને ઓજારો, કારખાનાંઓના સાંચા અને કામ કરવાની દરેક જાતની ચીજો લેબોરેટરી, મ્યુઝીયમ વીગેરે વીગેરે માટે પુરતી છે. બાકીના પાંચ લાખનું વ્યાજ વરસે પચીસ હજાર આવે અને નહાના મોટા છોકરાઓની માસીક ફીની રાસ છોકરા દીઠ મહીને રૂ. ૪૦ ગણતાં વરસે ૯૬ હજાર આવે તે મલી વરસની આવક એક લાખ વીસ હજાર થાય. ૨૦૦ છોકરાઓ, વીસ માસ્ટરો અને તેઓનાં કુટુંબનાં માણસો, નોકરો વીગેરેનો વરસનો ખોરાકીનો ખરચ ૬૫ હજાર થાય. માસ્ટરો વીગેરેના પગાર ૬ હજાર થાય. કારખાનાં, લેબોરેટરી, રમતગમત અને બધા પરચુરણ ખરચ માટે વરસના રૂ. ૩૦૦૦૦ ગણા થયા. આએ રીતે આખી સ્કુલનો જુમલે ખરચ આવક કરતાં વરસે રૂ. ૩૪ હજાર વધી જાય તે મેળવવા બીજા સાત લાખનું વ્યાજ જોઇએ. આજે દેવલાલી, નાસીક અને પંચગનીમાં બોર્ડીંગ સ્કુલો છે ત્યાં માસીક ફી ઉપર બતાવી છે તેના કરતાં વધુ લેવામાં આવે છે તે મુજબ કરવામાં આવે તો આવક અને ખરચ વચ્ચેનો ફેર કમતી થઇ શકે પણ તેમ કરવા જતાં કુશલ માસ્ટરો

મલે નહીં અને કારખાનાઓ પાછલ ખરચ કરી શકાય નહીં અને મુખ્ય હેતુ તો કારખાનાની કેળવણીનો છે. વલી ફી નહાની હોય તો મધ્યમ શકતીવાલાંઓ પણ પોતાના છોકરાઓને સ્કુલનો લાભ આપવાનું મન કરે. શકતી-વાલાંઓ પાસેથી વધુ ફી લેવામાં આવે અને આવક ખરચ ઉપર મુજબજ રાખવામાં આવે તો વધારાના પૈસાથી થોડાક બહુ ગરીબ હાલતના છોકરાઓને મફત રાખી શકાય.

બાવીસ લાખમાં ઉપર કહ્યું છે તેવી સ્કુલ ચલાવી શકાય તો પછી એથી મોટાં ફંડવાલી મરહુમ શેઠ નસરવાનજી પીતીતની ઓર્ફનેજ પણ તેજ રીતે ચલાવવામાં આવે તેવી ગોઠવણ લાગતા વળગતાઓએ કરવી જોઇએ. ઓર્ફનેજને જુદી રાખી એ મુજબ ચલાવવામાં આવે તેને બદલે સર કાવસજીની સ્કુલની સાથે જોડીને ચલાવવામાં આવે તો શું ફાયદો થાય તે જોઇએ. સરકારી કાગજીઆમાં રોકેલું ઓર્ફનેજનું ફંડ પચાસ લાખ જેટલું છે. જમીન અને ઘરોની કીંમત આજને પડતે ભાવે પણ ઓછામાં ઓછા ત્રીસ લાખની આંકી શકાય. હાલમાં ઓર્ફનેજનો લાભ ૨૫૦ જેટલા છોકરાઓને આપવામાં આવે છે. રોકડ ફંડ અને જમીનની કીંમત સાથે લેતાં ૮૦ લાખ થાય તેનું બ્યાજ ફકત સાડા ત્રણ ટકાનું ગણતાં વરસે ૨૮૦૦૦૦ થાય તે ૨૫૦ છોકરાઓ પાછલ ખર્ચાય એટલે છોકરા દીઠ વરસે ૧૧૨૦ નો ખરચ કેહવાય. એક છોકરો છ વરસની

ઉમરે ઓફ્નેજમાં દાખલ થઈ અઢાર વરસની ઉમરે બહાર પડે તેટલાં તેને માટે ૧૩૪૪૦ ખર્ચાયલા કહેવાય. કેલવણી તો એવી મલેલી હોય કે કોઇ પચાસ રૂપીયાનો પગાર પણ ખુશીથી આપે નહીં. આવો કારભાર આપણ પારસીઓજ કરીએ. એવું કેહેવામાં આવે છે કે હુનર શીખાડવાનાં ઓફ્નેજના ખાતાં બંધ કરવાનાં છે કારણ સુથાર વીગેરેનું કામ શીખીને બહાર પડનારાઓ સારી કમાઇ કરી શકતા નથી. સારી કમાઇ નહીં કરી શકાય એમાં નવાઇ નથી કારણ ઓફ્નેજની તાલીમ બહુજ લેભાગુ હોય છે. ઓફ્નેજમાં એક છાપખાનું છે તે નફો બતાવતું નથી અને તેમાં કોઇને વાંધા જેવું લાગતું નથી અને લાગતા વલગતાઓ એવું કહે છે કે એ છાપખાનું કાંઇ કમાઇ કરવાના હેતુથી કાઢેલું નથી. છાપખાનાં ઉપર ભાડાંનો ખરચ હોય નહીં, છોકરાઓ થોડું ઘણું કામ કરે એટલે પગારનો ખરચ પણ થોડો હોય તેમ વલી ઓફ્નેજ તરફ જોઇને લોક કામ કરાવે તેનો જરા વધુ ભાવ ખુશીથી આપે તે છતાં કમાઇ થાય નહીં એવો કારભાર હોય તો પછી તેવાં કારખાનામાં છોકરાઓને કેળવણી પણ લેભાગુ મલે એ કુદરતી છે. મુંબઇની અંગ્રેજ છોકરાઓની એક ગંજાવર સ્કુલના ખરચનો મોટો ભાગ ભાયખલાનું એક બહુ મોટું છાપખાનું પુરો પાડતું હતું. નજર આગલ આવો દાખલો હોય છતાં ઓફ્નેજનું છાપખાનું કમાય નહીં એ કેવું કેહવાય. હીંદુસ્થાનમાં

મીશનરીઓ ઓર્ફનેજ જેવાં ઘણાં ખાતાં બહુ ફતેહ-મંદીથી ચલાવે છે. એવાં ખાતાનો અનુભવ મેલવવાની કાલજી કોઇએ રાખી હશે નહીં. ૮૦ લાખનું ફંડ હોય ત્યારે તો યુરોપ અને અમેરીકામાં ઓર્ફનેજો કેવી રીતે ચલાવવામાં આવે છે તેનો જાતી અનુભવ લેવા એક નહીં પણ બે ત્રણ જણને મોકલાવવા જોઇતા હતા અને તે ઉપરાંત એવાં ખાતાં ચલાવવાનો અનુભવ હોય એવા એક બે યુરોપીઅનની મદદ લેવી જોઇતી હતી. હવે જો હુનર શીખાડવાનાં ખાતાં બંધ થાય તો છોકરાઓ થોડું ભાગું તુટું અંગ્રેજી શીખી બહાર પડશે અને તેઓથી કોમની બેકારીમાં ઉમેરો થશે. ઓર્ફનેજ નહીં હતી તે વખતે માય બાપ વગરના છોકરાઓ કાંઇ માર્યા જતા તો હશેજ નહીં. ઓર્ફનેજની અગાઉના વખતમાં માય બાપ વગરના છોકરાઓ સગાં યા દોસ્તદારોની મદદથી નહાના મોટા ધંધાદારીઓને ત્યાં જુજ પગારે નોકરી કરી મોટી ઉમરના થતાં પોતે પણ ધંધામાં પડતા હતા અને પોતાની લાયકાત મુજબ આગલ વધતા હતા. ૮૦ લાખનાં ગંજાવર ફંડની ઓર્ફનેજથી કોમને મનમાનતો ફાયદો થયો નથીજ. અંગ્રેજી ઉપરાંત અનેક જાતની સાયન્સ સારી રીતે શીખવી શકે એવા મોટા પગારના વીસ માસ્તરો, હુનર શીખાડવાનાં ડજનબંધ કારખાનાંઓ અને ફ્રુટ, તરકારી વીગેરેની ખેતીનું કામ શીખાડવાની આજના વખતને અનુસરતી સર્વ સગવડ સાથની બસો છોકરાઓ માટેની સ્કુલ ઉભી કરવા માટે બાવીસ લાખ પુરતા થાય

એવું ઉપર કહ્યું છે તે જોતાં ઓર્ફનેજનું ફંડ ૮૦ લાખનું હોય અને કેળવણી હાલહવાલ અપાતી હોય એ બહુ ખેદકારક કહેવાય.

સર કાવસજીની સ્કુલ જયાં નીકલે ત્યાં જો ઓર્ફનેજ લઇ જવામાં આવે તો છોકરાઓ અને તેઓ ઉપર નજર રાખનાર થોડાકોને રાખવા માટે થોડીક જમીન અને મકાનોની જરૂર પડે અને તે માટે ઘણામાં ઘણા ત્રણ લાખ જોઇએ. ૨૫૦ છોકરા અને નોકરો વીગેરેના નીભાવ માટે ૨૦ લાખનું બ્યાજ પુરતું થાય એટલે કે ૮૦ લાખને બદલે ૨૩ લાખથી કામ થાય અને છોકરાઓને આજના કરતાં સો ગણી સારી કેળવણી મલે. સર કાવસજીની સ્કુલના કલાસ રૂમોમાં ઓર્ફનેજના છોકરાઓ સમાઇ જઇ શકે એવી ગણત્રીથી સર કાવસજીની સ્કુલના મકાનનો ખરચ ગણેલો છે. સર કાવસજીની સ્કુલના માસ્ટરોના વાર્ષીક પગારની રકમ ૬૦ હજાર બતાવી છે તેમાં મહીને ૨૦૦૦ ના પગારનો એક અંગ્રેજ, જરમન યા અમેરીકન ધારેલો છે અને તેના હાથ નીચે મહીને રૂ. ૧૫૦ની રાસ આવે એવા વીસ મરદ અને સ્ત્રી શીક્ષકો ધારેલા છે. એ શીક્ષકો મોટી કુશળતાવાલા મેલવી શકાય એવા વીચારથી પગાર ઉપરાંત દરેક શીક્ષક પોતાનાં આખાં કુટુંબ સાથે સ્કુલને લગતાં મકાનોમાં રહે અને તેઓની ખોરાકીનો ખરચ પણ સ્કુલજ કરે એવી ગણત્રીથી આખી સ્કુલોનો ખોરાકીનો ખરચ રૂ. ૬૫ હજાર બતાવેલો છે. ૮૦ લાખનાં ગંજાવર ફંડ સાથની ઓર્ફનેજ મુંબઇ જેવાં

મોંઘા અને ગંદીલાં શહેરમાં ઉભી કરવી જોઇતી હતીજ નહીં. સર કાવસજીની સ્કુલ જયાં નીકુલે ત્યાં ઓફનેજ લઇ જવામાં આવે તો હાલનાં ૫૦ લાખનાં ફંડમાંથી ૨૩ લાખ ખર્ચાય અને બાકીના ૨૭ લાખનો અને ૩૦ લાખની જમીનનો બીજો ઉપ્યોગ કરી શકાય. આ લખાણ ધ્યાનથી વાંચી પુરતો વીચાર કરતાં કોઇ પણ સમજી શકે કે ઉમંગથી કામ કરવામાં આવે તો સારાં પરીણામ માટે શક હોયજ નહીં.

ઉપર કહ્યા મુજબની સ્કુલ આપણા છોકરાઓ માટે કાઢવામાં આવે તો થોડાં વરસમાં કોમમાંથી બેકારી અને ગરીબાઇની ફર્યાદ દુર થઇ જાય અને આપણે કદી નહીં જોઇ હોય એવી આબાદીએ પહોંચીએ એવું આ લખનાર માને છે પણ ફકત એક સારી સ્કુલને આધારે એવાં મોટાં પરીણામ આવે એવું સાંભળતાં ઘણાઓને હસવું આવે એ કુદરતી છે કારણ એવી રીતે હસનારાઓએ એ બાબદ ઉપર આ લખનારના જેટલો વીચાર કરેલો હોય નહીં. એ કારણથી એ સ્કુલમાં કેળવણી કેવી અપાય તે બાબદ ઉપર એક વખત ફરીથી થોડુંક લખવાની જરૂર જણાય છે. સ્કુલમાંથી નીકલતાં તરત કામે લાગી જાય એટલી હુશયારી આવે એટલા માટે છોકરાઓને જેમ બને તેમ નહાની ઉમરે દાખલ કરવા જોઇએ અને વીસ યા બાવીસ વરસની ઉમર સુધી રાખવા જોઇએ. બચ્ચાંઓને દુનીયામાં પોતાનો રસ્તો સારી રીતે કાપવાની કેળવણી આપ-

વાનાં કામની ઉત્તમતા અને ગંભીરાઈ સમજતા હોય અને પોતાની રીતભાતથી છોકરાઓ ઉપર સારી અસર કરી શકે એવા વીસ હુશયાર મરદ અને સ્ત્રી માસ્ટરોની અને તેઓનાં કુટુંબોની સોબતમાં મુંબઇની વાતાવરનથી દુર રહી બચગીનાં સોલ વરસ કાઢવાથી છોકરામાં જે સારી રીતભાત અને સલુકાઇ આવે તેટલાથીજ દુનીઆમાં આગલ વધવાનું તેઓને સેહેલું થઇ પડે પણ તે ઉપરાંત ગ્નાન એટલું બોહોલું હોય કે ડાકટર, ઇજિનેર, કેમીસ્ટ, ઇલેકટ્રીશ્યન વીગેરે સાથે તેઓનાં કામની વાતો હુશયારીથી કરી શકે; સુથાર, લુહાર, દરજી, મોચી, કુંભાર, વણકર વીગેરે વીગેરેનાં અનેક કામ હાથે કરી જાણે. સાહી, સાબુ, સેંન્ટ વીગેરે જેવી ડજનબંધ ચીજો પોતે બનાવી જાણે અને ખેતીનાં અને ફ્રુટ ઉગાડવાના કામની અને ફ્રુટમાંથી જાતજાતની ચીજો બનાવવાની સારી માહીતી હોય. આટલી લાયકાતવાલા છોકરાઓને દુનીયામાં પોતાનો રસ્તો શોધી લેવાનું જરાએ મુશકેલ લાગે નહીં અને ૨૨, ૨૫ લાખથી ઉભી કરેલી એક સ્કુલથી એવું પરીણામ આવે એવું કોઇ કહે તો કોમના મુખીઓની ફરજ છે કે તે બાબદ ઉપર પુરતી ચરચા કરે અને વાજબી લાગે તો તેવી સ્કુલ ઉભી કરે. હવે નભરવસ થઇને બેસી રહેવાનો વખત નથી. કોમમાં નાચારી આજેજ એટલી છે કે બોલવાની વાત નહીં. મામલો આજની માફક ચાલુ રહ્યો તો બરબાદી જેવું થઈ પડે એવું સેંકડો ડાહ્યા જરથોસ્તીઓનું બોલવું છે. પૈસા આપીને બેસી રહેવાનો વખત

હવે વહી ગયો છે. હવે કામ કરવાનો વખત આવ્યો છે. આપણે આંધલી સખાવતોમાં કરોડો બરબાદ કર્યા છે. મોટી મોટી સખાવતોથી દલદર ફીટતું હોય તો આખી દુનીયામાં આપણી કોમ સઉમાં વધુ આબાદ હોય કારણ વસ્તીનાં પ્રમાણમાં આપણે જેટલી સખાવતો કરી છે તેટલી બીજી કોઇપણ કોમે કરી હશે નહીં. કોઇપણ મોટું કામ પૈસાથી થતું નથી પણ અકલપુર્વક કારભારથી થાય છે. આપણી કોમમાં ઘણાઓએ પોતપોતા માટે ઘણું સારૂં કરી બતાવ્યું છે પણ આખી કોમના ફાયદા માટેનું કામ એક પણ શાબાશી મલે એવી રીતે કરી બતાવ્યું નથી. કરોડોની બરબાદી કરવા શીવાય આજ સુધી બીજું કશું આપણે કર્યું નથી. કોમના મુખીઓ બે દરકારી બતાવી જાણે કાંઇ હોયજ નહીં તેમ ફરતા ફરે તેવું હવે થવું જોઇએ નહીં. આ લખનારે બે વરસ ઉપર એક ચોપાનીયું છપાવી ખેતીનું કામ ઉપાડવાના ફાયદા સમજાવ્યા હતા અને ચોપાનીઆંને છેડે એવું લખ્યું હતું કે મેં ખેતીનાં કામમાં કમાઇની જે વાતો કહી છે તે ખોટી છે એવું બતાવી શકાય નહીં તો તે કામ આરંભવાનું મુખીઓએ કરવું જોઇએ. એ ચોપાનીઉં આખું આપણાં જામે જમશેદમાં છપાયું હતું અને સારી રીતે વંચાયું હતું. કોમમાં જાત જાતની ફર્યાદ હોય તેવે વખતે તે ફર્યાદો દુર કરવાની સુચના કોઇ કરે ત્યારે તે ઉપર ધ્યાન આપવામાં આવે નહીં એ બરબાદીનીજ નીશાની કહેવાય.

ફર્યાદો તો ગમે એવી આગળ વધેલી કોમમાં પણ હોય અને હોય એજ શારૂં કહેવાય પણ ફર્યાદ ઉભી થતાં સુધારાના ઉપાય તરત લે તે કોમ આગલ વધે. ફર્યાદોના ઉપાય કરવામાં આજ સુધીમાં આપણે ફકત પૈસા કાઢી આપતા આવ્યા છીએ. પૈસા કાઢી આપવાનો ઉમદા ગુણ આપણામાં છે તેથી આજ સુધીમાં ફાયદાને બદલે આપણને નુકસાન થયું છે. પૈસાનો વાજબી ઉપયોગ કરવાની આપણામાં સમજ હતે તો કોમ આજની હાલતે પુગતે નહીં. આ લખનાર એવું માને છે કે ઉપર કહ્યા મુજબની સ્કુલ ઉભી થાય તો તેમાં શીખેલા છોકરાઓ બહાર પડવા માંડે કે તરત આબાદીની શરૂઆત થાય અને તે પછી થોડાં વરસમાં કોઈ વખતે નહીં અનુભવ્યો હોય એવો સારો વખત આવે. આ લખનારની સુચના મુજબની સ્કુલ ઉભી કરતાં પૈસાનું યા બીજી કોઇપણ જાતનું નુકસાન કોમને થાય એવું તો છેજ નહીં. એવી સ્કુલ ઉભી કરવા માટે જોઇએ એટલા પૈસા તૈયાર છે. સર કાવસજીના ૧૫ લાખની પણ જરૂર નથી. ઓકફનેજનું ફંડ ૮૦ લાખનું છે તેમાં ૫૦ લાખ રોકડા અને ૩૦ લાખની જમીન અને મકાનો છે. સર કાવસજીની સ્કુલ માટે ૨૨ લાખ જોઇએ એવું ઉપર કહ્યું છે અને વરસની ફીની આવક ૯૬ હજાર બતાવી છે. ઓકફનેજમાં ફીની આવક હોય નહીં એટલે ૫૦ લાખની રોકડ રકમ છે તે આખી રકમની મદદથી ૨૫૦ છોકરાઓની સ્કુલ ઉભી કરી શકાય. એવું જો કરવામાં આવે અને

મુંબઇની મીલકતની આવક પણ વાપરવામાં આવે તો ૨૫૦ ને બદલે ૫૦૦ છોકરાઓને આસરો આપી શકાય. મોંઘવારી અને ખરાબ હવાવાલાં મુંબઇને બદલે ઓર્ફનેજ મુંબઇની બહાર ૪૦૦, ૫૦૦ એકરની ફલ ફુલની વાડીઓ વચ્ચે હોય, ઉપર કહ્યું છે તેવા મોટા પગારના ચુનંદા સીક્ષકોને હાથે છોકરાઓને ખેતીવાડી ઉપરાંત અનેક ઉનરની અને મ્યુઝીક, પેન્ટીંગ, ડ્રોઇંગ, વીગેરે વીગેરેની તાલીમ મલે એવું થાય અને તેનો ફાયદો ઓર્ફનેજનાં હાલનાંજ ફંડથી ૨૫૦ ને બદલે ૫૦૦ છોકરાઓને આપી શકાય તો પછી તેવું કરવાની જીવ-તોડ કોશેશ કરવી કે નહીં તે વાંચનારે વીચારી લેવું.

લાગતાવલગતાઓને જો સારૂં સુજ પડે અને ઉપર જણાવેલી સુચના ઉપાડી લેવામાં આવે અને ઓર્ફનેજ અને સર કાવસજીની સ્કુલ એકજ ઠેકાણે ઉભી કરવામાં આવે તો તેવી સ્કુલનો લાભ જરથોસ્તી કોમના છોકરા-ઓની બને એટલી મોટી સંખ્યાને આપવાની ગોઠવણ કરવી જોઇએ. આજે અપાય છે તે કેલવણીથી દુનીયા-માં પોતાનો રસ્તો શોધી લેવાની લાયકાત છોકરાઓમાં આવતી નથી તે જોતાં નવી સ્કુલનો લાભ ઓર્ફનેજ અને બોર્ડીંગ સ્કુલના છોકરાઓ ઉપરાંત બીજા ઘણા છોકરાઓને મલે એવું કરવું જોઇએ. એવું કરવા માટે એ સ્કુલ મુંબઇની નજદીક હોવી જોઇએ જેથી મુંબઇના છોકરાઓ એ સ્કુલમાં મોટી સંખ્યામાં જઇ શકે. અંદેરીથી મલાડ સુધીમાં બસો ત્રણસોં એકર જમીન એ

સ્કુલ માટે વાજબી ભાવે મલી શકે એવું છે. આ લખનારના સાંભલવામાં આવ્યું છે કે સર કાવસજીની સ્કુલ પુનામાં ઉભી કરવાનો વીચાર લાગતાવલગતાઓ કરે છે. એવું જો થયું તો એ સ્કુલનો લાભ ફક્ત થોડાક પૈસાવાલાઓના દીકરાઓજ લઇ શકશે. પુના બીજી રીતે એ સ્કુલ માટે ગમે એવું લાયક હોય તોપણ સ્કુલ અંદેરી યા મલાડમાં હોય અને તેનો લાભ હજારો છોકરા લે તો તે વધુ ફાયદાકારક કહેવાય. થોડા વખતમાં મુંબઇથી મલાડ ફક્ત અરધા કલાકમાં જઇ શકાશે. દાદર કોલોનીમાં રહેનારા છોકરાઓ કોટની કોઇ સ્કુલમાં આવે તેટલાજ યા તેથી સેહેજ વધારે વખતમાં મલાડ જઇ શકાય તો પછી નવી સ્કુલ પુનામાં કાઢવાનું બહુ ભુલભરેલું કહેવાય. ફક્ત આજના જેવા અભણ ગ્રેડયુએટો ઉભા કરવાનો વીચાર હોય તો પછી નવી સ્કુલ પુનામાં હોય યા સીમલા હોય એ સરખુંજ કહેવાય પણ જે બાહોશ ગ્રહસ્થોના હાથમાં એ સ્કુલનો કારભાર મુકવામાં આવ્યો છે તે જોતાં સ્કુલનો હેતુ બહુ ઉંચા પ્રકારનો હોવો જોઇએ અને તે કારણથી એ સ્કુલનો લાભ મુંબઇના **સઘલા** છોકરાઓને મલે એવું થવું જોઇએ. છેલા વાકયમાં સઘલા બોલ ઉપર ખાસ ભાર મુકેલો છે તે બહુ વીચાર કરીને મુકેલો છે. ઓફ્રીનેજનું પચાસ લાખનું રોકડ ફંડ, સર કાવસજીના પંદર લાખ, બહારથી મેળવવા ધારેલા બીજા પંદરેક લાખ અને ઓફ્રીનેજની મુંબઇની મીલકત સાથે જતાં લગ-

ભગ એક કરોડ રૂપીયા થાય તે જોતાં નવી સ્કુલ એટલી મોટી ઉભી કરી શકાય કે કોમના એકેએક છોકરાને તેનો લાભ પૈસા લઇને યા ફ્રોકટમાં આપી શકાય. ઉપર કહ્યું છે કે એ સ્કુલ વાજબી રીતે ચલાવવામાં આવે તો હદ બહાર ઉંચી કેળવણી લેવા છતાં છોકરાઓ પોતપોતાનાં કામથી સ્કુલની આવકમાં મોટો ફાલો આપી શકે એવું સેહેલાઇથી કરી શકાય એમ છે. આ લખનારની ખાત્રી છે કે હાલમાં જે રકમો મોજુદ છે તેની મદદથી અને પૈસાવાલાઓના દીકરાઓ જે ફી આપે તેની મદદથી અને છોકરાઓ હુનર ઉદ્યોગની તાલીમ લે તે વખતે જે કામ કરે તેની મદદથી કોમના એકેએક છોકરાને એ સ્કુલનો લાભ આપવા ઉપરાંત દર વર્ષે થોડીક રકમ ફાજલ પાડી શકાય. ફાજલ પડતા પૈસા એકઠા કરવાની કાંઇ જરૂર તો હોય નહીં એટલે તેની મદદથી ઓર્ફનો ઉપરાંત ગરીબ માયબાપનાં બચ્ચાંઓને ફ્રોકટ કેળવણી આપી શકાય તેમ ચોપડીઓ વીગેરેનો ખરચ પણ આપી શકાય અને વખત જતાં કોમનાં એકેએક બચ્ચાંને એ સ્કુલમાં કેળવી શકાય.

આ લખનારે બે વર્ષ ઉપર એક ચોપાનીયાં માર-ફતે કોમમાંથી બેકારી દુર કરવાનો એક ઉપાય સુચવ્યો હતો તે જો અમલમાં મુકાતે તો પારસી છોકરાઓને મહીને પચાસ રૂપીયા મલે નહીં એવું કામ કરવા મુંબઇ-ની મીલોમાં મોકલાવવાનો વખત આવતે નહીં તેમ ગરીબ પારસીઓને સારાં સુખવાસી કામોમાં નાખી શકાતે અને "ગરીબાઇ તો બધે હોય, જાઓ નાયગામની ચાલોમાં

પાંચ રૂપીયાનાં ભાડાંની જગ્યા શોધો" એવું બોલવાનો વખત આવતે નહીં. ગરીબાઇ બધે હોય એ ખરૂં હોય તો પણ બહુ કેલવાયલામાં ખપવાનો દાવો કરનારે અને દર વર્ષે લાખોની સખાવત કરનાર એક મુઠ્ઠીભર માણસોની કોમ એવું બોલે તો તે કેળવાયલી નહીં પણ અભણ કહેવાય. જે કોમ આજના ગ્રેડયુએટોને કેળવાયલા કહે તે અભણજ કહેવાય. કેળવાયલા તો આપણા વડવાઓ હતા જેઓ બાવાને બદલે પપા અને માયને બદલે મમા બોલી જાણતા નહીં હતા પણ દુનીયાદારી એટલી સમજતા હતા અને વેપાર ધંધો એવો કરી જાણતા હતા કે તેઓની દોલતથી આજના પપા, મમા બોલવાવાલાં બચ્ચાંઓના બાવાજીઓ મોજ ઉડાવે છે અને તેઓનાજ પૈસાથી લાખોની સખાવતો વગર વીચારે કર્યા જાય છે. આજના જરથોસ્તીઓમાં ખરી કેળવણી હતે તો ગરીબાઇ અને બેકારીની ફર્યાદમાં આજે થાય છે તેમ રોજનો ઉમેરો થયો જતે નહીં પણ પેહલો સંસારો જાણાતાં ઉપાય કરવામાં આવતે. આજે પણ વડવાઓના જે પૈસા બાકી રહેલા છે તેનો ઘટતો ઉપ્યોગ થાય તો જુજ વખતમાં મામલો એટલો ફેરવાઇ જાય કે ગરીબ પારસી શોધેલો કેથે મલે નહીં. હાલનો વખત એવો છે કે કોમનું ભવીશ સુધારવાના ઘટતા ઉપાય તરત નહીં લેવામાં આવે તો પાછલથી સુધારાનું કામ બહુજ બીકટ થઇ પડે. કોમનાં ભવીશનો આધાર આજના જુવાન છોકરાઓ અને છોકરીઓ ઉપર કહેવાય અને એ બંનેને

આજે જે કેલવણી મલે છે તેથી ભવીશ સારૂં આવશે એવું કહી શકાય નહીં. ભવીસના સુધારા માટે ઉપર કહ્યા મુજબની બહુ મોટી સ્કુલ આ લખનાર પુરતી સમજે છે. આજે જે બેકારી જોવામાં આવે છે તેને દુર કરવા માટે આ લખનારે બે વરસ ઉપર એક ચોપાનીયાં મારફતે ફ્રુટ અને તરકારીની ખેતીનું કામ ઉપાડવાની સુચના કરી તે અમલમાં મુકવી જોઇએ. આપણી કોમમાં સારી કેળવણી લીધેલા ફ્રુટના બગીચાવાલાની જેમ બને એમ મોટી સંખ્યા ઉભી કરવાનું કરવું જોઇએ. ગરીબાઇ અને બેકારી નહી હોય તોપણ મુંબઇ જેવાં શેહેરમાં લગભગ આખી કોમ રહે તેથી વખત જતાં નુકસાન સીવાય બીજું કાંઇજ થાય નહીં. આજના જેવો મામલો ચાલુ રહેવા દેવામાં આવશે તો વીસ પચીસ વરસમાં કોમની હાલત એવી થવાનો સંભવ છે કે લખતાં કમકમાટ લાગે છે છતાં આજના મોટી ઉમરના જરથોસ્તીઓ ઠેકાણે પડી જાય અને તેઓની જગ્યા આજના છોકરાઓ જ્યારે લે ત્યારે કારભાર કેવો હોય તે સમજવું બહુ મુશકેલ નથી. કોમનું ભવીશ આજના મુખીઓના હાથમાં છે અને એ ભવીસ જેવું હશે તેવું મુખીઓને સુજ પડશે. ખોદાય એઓની રાહબરી કરે અને સારૂં સુજ પાડે.



આ ચોપડી મેડોસ્ત્રીટવાલી ઇન્ડીઅન બુક
ડીપોમાંથી પૈસા વીના મળશે.

